ચૈત્રી સંવત ૧૯૭૫ નું

વર્ષ ૧૦ મું.

# ભાવિષ્યફળ

સુતર; ચાંદી, અળસી, ઘઉં, અફીણ, સરસવ, તેલ, ઘી, ગોળ, સાકર વગેરે વસ્તુઓની તેજી-મંદી તથા સુકાળ-દુષ્કાળ દર્શાવનારૂં દર્પણ.


લેખક:-હીરાલાલ વર્દ્ધમાન શાહ;

પ્રકાશક-હીરાલાલ વર્દ્ધમાન શાહ.

વઢવાણ શહેર.



આવૃત્તિ ૧ લી. | પ્રત ૨૦૦૦.

સોલ એજન્ટસ,

મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ,

ઠે:--પાયધુણી, મુંબઇ. નં. ૩.

કીંમત, રૂ. ૦-૪-૦. | સને ૧૯૧૮. | પોષ્ટેજ, રૂ. ૦-૦-૬.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે છાપ્યું, નં. ૯, અનંતવાડી મુંબઇ નં. ૨

# વિનંતિ.

પ્રભુ કૃપાએ અમારા તરફથી નીકળતાં "ભવિષ્યફળે" નવ વર્ષ પુરાં કર્યાં છે, અને દશમાં વર્ષમાં પ્રવેશ કર્યો છે. આ **ભવિષ્યફળ** હિન્દુ, જૈન, પારસી, મુસલમાન, વિગેરે કોમને ઘણુંજ ઉપયોગી થઇ પડયું છે તેથી વેપારી આલમ તેની શેવાની કદર કરે છે, તે માટે આભારી છું.

જુદા જુદા દેશોમાં રૂ, ચાંદી, અલશી, કપાસીયા, કપાસ, સુતર, એરંડા, ધાન્ય વગેરે ચીજોનો તૈયારી તથા વાયદાનો મોટો ધંધો કરે છે તેઓ માટે આ ભવિષ્યફળ ચાવી સમાન કહેવાય છે. હું હીંમતથી જણાવું છું કે તે અગત્યની બાબતોથી ભરેલું છે.

મારા અનુભવથી મારી ખાત્રી થઇ છે કે આ નાનકડ પુસ્તકના આધારે અનેક વેપારીઓ ધનવાન થયા છે એટલુંજ નહિ પણ દરેક ધંધાના વેપારીઓ પુરતો સંતોષ બતાવે છે.

ખરી વાત તો જ્ઞાની જાણે છે. મનુષ્ય અજ્ઞાન છે, જ્યોતિષ વિદ્યા એ જ્ઞાનિની પ્રસાદિ છે, તેના આધારે આ પુસ્તક રચી આપની શેવામાં રજુ કરૂં છું. સર્વ હકીકત બરાબર છે, એવો દાવો હું રાખતો નથી.

કાગળ, રૂસનાઇ. મજુરી ઘણી વધતી હોવાથી કીંમતમાં અર્ધો આનો વધારવો પડયો છે.

છેવટે પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે આ ભૂમિમાં સવ સુખી થાઓ અને સર્વ સ્થળે શાંતિ થાઓ ! શાંત ! શાંતિ !! શાંતિ !!!

સેવક,

જાનેવારી ૧૯૧૮. **હીરાલાલ વર્દ્ધમાન શાહ.**

# ચૈત્રી સંવત્ [illegible] ના સાલનું

# ભવિષ્યફળ.



## ભવાની વાકય.

પાવસ પડે પિચંતરો, વર્ષે ચ્યારૂં ખંડ;
ધાન્ય ઘણેરો નીપજે, માણસ પડશી મંદ. ૧
શુક્ર નૃપ હૈ વર્ષકો, ફળપતિ અરૂ મેઘેશ;
પણ મંત્રિ શનિ દેવ હૈ, પાપી ક્રુર સ્વભાવ. ૨
પ્રથમ ખેતી નીપજે, જલ તૃણ કેરો ઠાટ;
ફળ ફૂલ વસુંધરા, સરિખો સારો દેશ. ૩
વર્ષમાં ઘટ-વધ ઘણી, રૂ, કપાસમાં જાણ;
સાવધાન સુખ ભોગવે, ગાફલ કે ઘર હાણ. ૪
ધર્મ કર્મ ધારણ કરો, ધર મનમેં વિશ્વાસ;
સુખ સંપત ઘર આવશે, ઇશ્વર પૂરે આશ. ૫



**સંવત્સરનું ફળ—** આ વર્ષમાં સંવત્સર પ્રજાપતિ અથવા કાળયુક્ત નામનો છે તેથી રોગની ભીતીઓ થાય, લોક અને લોકપાલો બંધનમાં આવે, વ્યાધિઓ ઘણી થાય, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર પડે, પરસ્પર યુધ્ધ થાય, આપણા રાષ્ટ્રમાં પરદેશી લોકો ચઢાઇ કરે, ધન ધાન્યનો સંચય થઇ શકે.

**મિથુન રાશિમાં ગુરૂ છે તેનું ફળ**—મિથુન રાશિમાં ગુરૂ આવવાથી બાળકોમાં પીડા થાય, ઘોડામાં રોગ થાય, ખંડ વૃષ્ટિ થાય, ચોર લોકો તરફથી પ્રજામાં અધિક ભય જણાય, પશ્ચિમ સિંધુ દેશમાં અને ઉત્તર વાવ્ય દિશામાં અનેક જાતના રોગોનો ઉપદ્રવ થાય, સફેદ વસ્ત્ર, કપુર, કાંસુ, ચંદન, મજીઠ, શ્રીફળ, સોપારી સોનું, ચાંદી પહેલાં પાંચ માસમાં મંદી રહે પછી બીજી ચીજો તેજી થાય, અનાજ સસ્તુ રહે. શ્રાવણ માસમાં ભેંસ, હાથીને દુઃખ પડે. પૂર્વ, દક્ષિણ-દેશમાં સુકાળ થાય, રાજ્યમાં શાંતિ થાય, પ્રજામાં અને ધનધાન્યમાં વૃદ્ધિ થાય, તલ, ખાંડ ગોળ સાકર અને સાત ધાતુની મંદી થાય, શુંઠ, મરચા, પીતળ, મજીઠ, જાયફળ, મોંઘા વેચાય. ફાગણ માસમાં અનાજનો સંગ્રહ કરવાથી વેપારીઓને અગાઉ સારો લાભ થાય. એકંદરે આ વર્ષમાં મોટો ભય થાય, રાજા પ્રજામાં લડાઇ થાય અને વર્ષાદ થોડો પડે.

**સિંહ રાશિમાં શનિ છે તેનું ફળ**—આ વર્ષમાં સિંહ રાશિમાં શનિ આવવાથી ભૂમિમાં ચોપગા, ગાય, બળદ, હાથી, ઘોડા, ઉંટનો નાશ થાય. લડાઇ, રોગથી દરેક દેશમાં આપત્તિ આવે, સમુદ્ર પાસે અથવા નદી પાસેના દેશોનો નાશ થાય અને મ્લેચ્છોનો અંત આવે. અન્નાજના ભાવ સસ્તા થાય. કોઇ કોઇ રાજ્યમાં ધન સુખ તથા પ્રતાપ વધે ત્યારે કોઇ કોઇ જગોએ નાશ થાય. માળવા દેશમાં નુકશાન થાય અને ગોળ, તલની તેજી થાય.

આ વર્ષમાં રાજા શુક્ર છે, પ્રધાન શનિ છે, આગલા ધાન્યનો સ્વામિ મંગળ છે, પાછલા ધાન્યનો સ્વામિ રવિ છે, વરસાદનો સ્વામિ શુક્ર છે, રસકસનો સ્વામિ ગુરૂ છે, નીરસેશનો સ્વામિ ચંદ્ર છે, સેનાનો

સ્વામિ શુક્ર છે, ફળ ફુલનો સ્વામિ શુક્ર છે, ધનનો સ્વામિ ચંદ્ર છે, ઘાસચારાનો સ્વામિ બુધ છે, વ્યાપારનો સ્વામિ બુધ છે. આ પ્રમાણે આ વર્ષનું રાજ્ય ચલાવવાને બતાવેલા ગ્રહો અધિકાર ધરાવે છે, તેમના ફળ નીચે પ્રમાણે છે:--

**શુક્ર રાજા છે તેનું ફળ**—પૃથ્વીમાં વર્ષાદ ઘણો થાય, ફળ અને અન્નાજ પુષ્કળ પાકે, પ્રજા રોગ રહિત રહે, ગાયો પુષ્કળ દુધ આપે, નદિ નાળા અને જળાશયોમાં પાણી ખૂબ રહે, શ્રીફળ, સોપારી, જાયફળ વીગેરે ફળો બહુજ પાકે અને જૈન સમુદાયમાં ધન સંપત્તિ રહે.

**શનિ મંત્રિ છે તેનું ફળ**—ધાન્ય, ફળ, પુષ્પની પેદાશ ન થાય, વર્ષાદ ન વરસવાથી જગતનો ક્ષય થાય, ચોર તથા અગ્નિનો ભય ઘણો થાય, રોગની વૃદ્ધિ થાય, રાજ લોક વિનય રહિત થાય તેથી પ્રજા દુઃખી રહે

**મંગળ આગતર ધાન્યનો સ્વામિ છે તેનું ફળ**—હાથી, ઘોડા, ઉંટ, ગાય, બળદ વગેરે ચોપગાઓને પીડા તથા દુઃખ પડે, ભાવ તેજી રહે, વરસાદ પડે નહિ અને પ્રજાને ઉપાધી થાય, રોગ ત્રાસ વરતાવે.

**સૂર્ય પાછતર ધાન્યનો સ્વામિ છે તેનું ફળ**—ધાન્યનો નાશ થાય, પ્રજામાં તાવનું જોર થાય, રાજાઓ પરસ્પર લડાઇમાં ઉતરે, જવ, કઠોર, ઘઉંનો પાક ઘણો ઓછો ઉતરે અને કળથી, ચણાનો પાક વધારે ઉતરે.

**શુક્ર વરસાદનો સ્વામિ છે તેનું ફળ**—પૃથ્વીપર વરસાદ સારો થાય, મનુષ્ય આનંદમાં રહે, અન્નાજનો પાક સારો થાય, રાજાઓથી પ્રજા સંતોષ પામે અને સુખી થાય.

**ગુરૂ રસકસનો સ્વામિ છે તેનું ફળ**—વરસાદ ખૂબ પડે તેથી ઘાસ વિશેષ થાય, સોનું, ચંદન, રસ, ફળ, શેરડી, કંકુ અધિક પેદા થાય, મનુષ્યો તથા દરેક પ્રાણીઓ સુખી થાય, રાજા, પ્રજા, હાથી, ઘોડા, ઉંટ વગેરે સ્વારીના સાધનોથી સુખ ભોગવે.

**ચંદ્ર નિરસેશનો સ્વામિ છે તેનું ફળ**—રૂ, ચોખા, ચાંદી, મોતી તથા દરેક સફેદ ચીજોની તેજી થાય.

**શુક્ર ફળ-ફુલનો સ્વામિ છે તેનું ફળ**—પૃથ્વી પર ઝાડોમાં ખૂબ ફળ પાકે, અન્નાજ બહુજ થાય, બ્રાહ્મણો સારા વૈભવો ભોગવે, રાજાઓ પરદેશ જવા તથા મુસાફરી કરવામાં તત્પર રહે.

**ચંદ્ર ધનનો સ્વામિ છે તેનું ફળ**—રસવસ્તુ, ઘી, તેલ, ગોળ, સાકર ખરીદ કરી વેચે તેને લાભ થાય, કાપડ, રૂ, કપાસ, કપાસીયામાં લાભ થાય, રાજા, પ્રજા આનંદમાં રહે.

**શુક્ર ગઢનો સ્વામિ છે તેનું ફળ**—રાજા, પ્રજા, સુખી રહે, બ્યાપારીઓને વેપારમાં લાભ થાય, ચોર લુંટારાનો ભય નાશ થાય.

**બુધ ઘાસ-ચારાનો સ્વામિ છે તેનું ફળ**—ઘાસ-ચારાનો પાક સારો થાય, ગાયો દુધ સારૂં આપે અને સર્વ પ્રકારના પશુઓ સુખી થાય.

**બુધ વ્યાપારનો સ્વામિ છે તેનું ફળ**—બ્યપારમાં વેપારીઓ સારો નફો મેળવે.

**રોહિણીનો વાસ સમુદ્રમાં છે તેનું ફળ**—વરસાદ ઘણો પડે, સુકાળ થાય અને મનુષ્ય સુખરૂપ બને.

**વરસાદનો વાસ માલીને ત્યાં છે તેનું ફળ**—વર્ષ ઉત્તમ થાય, વરસાદ ઘણો જોઇએ તેવો થાય.



## આર્દ્રા નક્ષેત્રનું ફળ.

આર્દ્રા નક્ષત્રનો પ્રવેશ જેઠ શુદી ૧૨ અને શુક્રવારે ઘટી ૩૯ અને ૩૭ પલે પ્રવેશ થાય છે તેનું ફળઃ—

**તિથીનું ફળ**—આર્દ્રા નક્ષેત્રમાં સૂર્યનો પ્રવેશ ૧૩ માં થાય છે તેથી ઘણો વર્ષાદ થાય, **વારનું ફળ** માણસોને હમેશાં શાંતિ, પુષ્ટિ અને તુષ્ટિ સારી મળે. **નક્ષેત્રનું ફળ** રાજા, પ્રજાઓ નિરંતર સંતોષમાં રહે. **યોગનું ફળ** માણુસોના કામ અસાધ્ય હોય તો પણ સાધી શકાય તેવાં થાય. **વખતનું ફળ** ઇંદ્રિરાજા અતિવૃષ્ટિ વરસાવે, ગાયો સુખ પામે અને દુધ ખૂબ આપે, બધી ચીજો સસ્તી વેચાય, રાજાઓનાં ટોળાં સંગ્રામ માટે અશક્ત થાય.

### આ વર્ષમાં કાળ નામનો મેઘ છે તેનું ફળ.

માણસો રોગથી વ્યાકુલ થાય, રાજાઓમાં અરસપરસ ક્લેશ થાય, મેઘરાજા વરસાદ અટકાવે.

### આ વર્ષમાં તક્ષક નામનો નાગ છે તેનું ફળ.

વરસાદ સામાન્ય રીતે વરસે અને લડાઇથી રાજાનો નાશ થાય.



# ચૈત્રી વર્ષનું ફળ.

ક્યા દેશમાં કેનું ફળ અમલમાં આવશે તેની સમજ નીચે પ્રમાણે છે. પાંચાલ, કાઠિયાવાડ અને વિદર્ભ દેશમાં રાજાનું ફળ, પૌંડ અને કલિંગ દેશમાં મંત્રિનું ફળ, ગુજરાત અને માળવામાં આગતર ધાન્યનું ફળ, મગધ દેશમાં વરસાદનું ફળ, કોકણ અને માળવામાં રસકસનું ફળ, મધ્ય અને કાશ્મીરમાં સેનાધિપતિનું ફળ, કોકણના બન્ને ભાગમાં ઘાસ ચારાનું ફળ, મારવાડ અને માળવામાં ધનનું ફળ, મારવાડ અને મગધ દેશમાં ગઢ સ્વામિનું ફળ અને વિંધ્યાચલની દક્ષિણ ભાગના સર્વ દેશોમાં આર્દ્રા નક્ષેત્રના પ્રવેશનું ફળ અમલમાં આવશે.



# ચૈત્ર માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ શુક્રવાર છે તેથી લોક સુખાકારી સારી રહે, ગરમીનું જોર વધે, રૂ, અલશી, ગોળ, ખાંડ, શણ, સુતર, કાપડ, એરંડા, કપાસીઆ અને અન્નાજમાં મંદી થાય. ચાંદી, ઘઉં, જાુટની તેજી થાય અને રંગના ભાવ તદન મંદા થાય. રાજા, સામાન્ય આનંદમાં રહે. ચાંદી, સોના અને ધાતુના ભાવમાં મોટી તેજી થાય, અગ્નિ કોણના દેશોમાં અગ્નિનો ભય રહે, ઘી, ચોખા, તેલ, કપાસ અને મોતીના ભાવમાં મંદી થાય.

**ચૈત્ર સુદી ૧ તા. ૧૨-૪-૧૮ શુક્ર**—સંવત્ બહુજ સારો થાય. પ્રજામાં સુખ શાન્તિ રહે, ધન ધાન્યની વૃદ્ધિ થાય, બીજનો ક્ષય

હોવાથી આ માસમાં પ્રજામાં અશાન્તિ ફેલાય, અનાજની તેજી થાય. રૂ માં ટકા ૧૫ થી ૩૦ અને ચાંદીમાં ટકા ૨ થી ૩ સુધી તેજી થાય. ગોળ, ખાંડ, શણુ, સુતર, એરંડા, કપાસીયાની મંદી થાય, ઘઉંમાં સાધારણુ તેજી થાય.

**ચૈત્ર શુદી ૩ તા. ૧૩-૪-૧૮ શનિ**—ઘઉં, ચણા, સુગંધી તેલની તેજી થાય, યુધ્ધ ભૂમિમાં અનર્થ કલેશનો પ્રકોપ થાય લોકોમાં પરસ્પર કલેશ થાય તેથી વકીલ બેરીસ્ટરોને લાભ થાય. એઠ માસમાં સોપારી, રૂ, ગોળ, સાકર, ઘી, તેલ, તલ, એરંડા, મીઠું, ઉનની તેજી થાય, અલશીમાં ઘટ-વધ થાય અને રૂ માં ઘણીજ ઘટ-વધ થાય.

**ચૈત્ર શુદી ૫ તા. ૧૫-૪-૧૮ સોમ**—રૂ માં ટકા ૨૦ થી ૨૫ સુધી ઘટ-વધ થઇ તેજી થાય, અન્નાજમાં મંદી થાય, જૂટ ખાંડની તેજી થાય, વરસાદ વિજલી તથા પવનનું તોફાન થાય અને શનિ માર્ગી થાય છે તેથી ચાર માસમાં જે ચીજો તેજી હતી તે મંદી અને મંદી હતી તે તેજી થશે.

**ચૈત્ર શુદી ૮ તા. ૧૮-૪-૧૮ ગુરૂ**—અલશી, સોનું, ચાંદી, ત્રાંબુ, લોઢું વીગેરે ધાતુ તેજી થાય અને અગ્નિનો ભય થાય.

**ચૈત્ર શુદી ૧૦ તા. ૨૦-૪-૧૮ શનિ**—દિવસ ૨૦ માં ઘઉંની મંદી થાય.

**ચૈત્ર શુદી ૧૧ તા. ૨૧-૪-૧૮ રવિ**—રૂમાં ટકા ૨૦ થી ૨૫ ની તેજી થાય.

**ચૈત્ર શુદી ૧૨ તા. ૨૨-૪-૧૮ સોમ**—અનાજના ભાવ મંદિ થાય, રૂમાં ઘણી ઘટ-વધ થઇ છેવટે મંદી થાય, ચોપગા પશુ તેજ વેચાય, લોકોમાં રોગની વૃદ્ધિ થાય અને પ્રજા દુઃખી થાય.

**ચૈત્ર શુદી ૧૫ તા. ૨૬-૪-૧૮ શુક્ર**—આ રોજ આકાશ સ્વચ્છ રહે તો ચાલતું સંવત્ ૧૯૭૫ ના વરસમાં ધાન્યનો પાક સારો આવે અને કદાચ આ દિવસે વરસાદ વિજળી અને પવનનું તોફાન થાય તો વરસ ઉપાધિવાળું બને. આમ થાય તો વ્યપારીઓએ અનાજ ખરિદવું તેમાં લાભ છે. દિવસ ૧૪ માં ઘઉં, જુવાર, ચોખા, અલશી, ગોળ, સાકર, અફીણની તેજી થાય.

**ચૈત્ર વદી ૩ તા. ૨૯-૪-૧૮ સોમ**—અન્નાજના ભાવ સ્થીર રહે, રૂ, ચાંદીના ભાવમાં ખાસ ફેરફાર થાય, અલશીમાં મંદી થાય.

**ચૈત્ર વદી ૬ તા. ૨-૫-૧૮ ગુરૂ**—દિવસ ૧૦ માં રૂ માં ટકા ૧૫ થી ૨૦ ની તેજી થાય.

**ચૈત્ર વદી ૧૦ તા. ૬-૫-૧૮ સોમ**--ખાંડ, ગોળ, ઘી, કપુરની તેજી થાય.

**ચૈત્ર વદી ૧૨ તા. ૭-૫-૧૮ મંગળ**--દિવસ ૧૦ માં પ્રજામાં વૃષ્ટિ, વાયુ અને અગ્નિનો ઉપદ્રવ થાય. અલશી, રૂ, ચાંદીમાં તેજી થાય અને અન્નાજના ભાવ મંદિ થાય.

**ચૈત્ર વદી ૧૩ તા. ૮-૫-૧૮ બુધ** રૂ, કપાસીયા, કપુરની મંદી થાય.

**ચૈત્ર વદી ૦)) તા. ૧૦-૫-૧૮ શુક્ર**-ઘી, તેલ, ખાંડ, એરંડા, અળશી, બધા રસના ભાવમાં મંદી થાય. દિવસ ૧૫ સુધી વરસાદ થાય તો વરસ સારૂ નીવડે અને ચોખા, ચણા, સોનું, ચાંદી, હીરા અને તલની તેજી થાય,

# વૈશાખ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ શનિવાર છે તેથી લોક સુખાકારી સાધારણ રહેશે, ગરમીની પીડા થાય, પશ્ચિમ અને ઉત્તરના ભાગમાં અગ્નિનો ભય થાય, અન્નાજના ભાવ સહેજ વધે અને રૂ. ચાંદી, સોનું, કપાસ, ચોખા વગેરે સફેદ વસ્તુઓમાં રોજ રોજ તેજી થાય ચોપગા પશુની હાની થાય. જુટ, એરંડા, તેલ, કાપડમાં મંદી થાય, અફીણમાં તેજી થાય, રાજા પ્રજા સુખી થાય.

**વૈશાખ શુદી ૧ તા. ૧૧-૫-૧૮ શનિ**—અન્નાજમાં તેજી થાય, રૂ માં ચાર દિવસમાં ટકા ૨૫ અને ચાંદીમાં ટકા ૧ થી ૨ ની તેજી થાય, અલશી, ઘઉં, જવ, ચણાની મંદી થાય. સોનું તેજ થાય.

**વૈશાખ સુદી ૩ તા. ૧૩-૫-૧૮ સોમ**-સંવત્ ઉતમ થાય પરંતુ નક્ષેત્ર મૃગશિર છે તેથી સાધારણ રહે.

**વૈશાખ સુદી ૪ તા. ૧૪-૫-૧૮ મંગળ**--દુનિયામાં પ્રજા દુ:ખી થાય, દરેક ચીજો મોંઘી થાય, પવન ખૂબ થાય. રૂ, ઘઉં, સુતર, ચાંદી, સોનું, અન્નાજ, કપાસીઆની તેજી થાય. કોઇ દેશમાં વર્સાદના છાંટા પડે. એક અઠવાડિયામાં રૂમાં ટકા ૨૦ થી ૩૦ સુધી તેજી થાય.

**વૈશાખ સુદી ૫ તા. ૧૫-૫-૧૮ બુધ**--ચાંદીમાં દિવસ ૧૦ સુધી સાધારણ રહે.

**વૈશાખ સુદી ૮ તા.૧૮-૫-૧૮ શનિ**--વરસાદ થોડો પડે, પ્રજામાં કોઇ પણ પ્રકારનો ભય થાય, તેમજ કોઇ દેશમાં છત્ર ભંગ થાય.

**વૈશાખ સુદી ૧૦ તા. ૨૦-૫-૧૮ સોમ**—દિવસ ૧૩ માં હાથીઓને પીડા થાય, દુષ્ટ લોકોનો નાશ થાય, રોગની વૃદ્ધિ થાય, અન્નાજ, રૂ, અલશીની તેજી થાય.

**વૈશાખ સુદી ૧૪ તા. ૨૪-૫-૧૮ શુક્ર**—બે અઠવાડિયામાં જોરથી પવન ફુંકે, વાદળ તથા વર્ષાદ થાય નહિં, તાપ ખુબ પડે. આર્દ્રામાં સૂર્ય આવવાથી વરસાદ સારો પડે તેથી અનાજ, ઘાસ સારૂં પાકે. જુવાર, બાજરી, ઘી, તેલ, ગોળ, સાકરની તેજી થાય, ઉનમાં ટકા ૧૦, સરસવ ટકા ૦॥ ની તેજી અને ચાંદીમાં ટકા ૧ થી ૨ ની મંદી થાય.

**વૈશાખ સુદી ૧૫ તા. ૨૫-૫-૧૮ શનિ**—આજની રાત્રી નિર્મલ હોય તો વર્ષ ઉત્તમ રહે અને વાદળ હોય તો રૂ, ઘઉં, અન્નાજ સંગ્રહ કરવાથી ભાદરવામાં લાભ થાય.

**વૈશાખ વદી ૧ તા. ૨૬-૫-૧૮ રવિ**—દિવસ ૨૫ માં અન્નાજમાં તેજી થાય, ભેંસ વગેરે પશુઓને પીડા થાય, વાદળ, વિજળી, વર્ષાદ થાય, રૂ, કપાસ, ઉનની તેજી થાય, ગધેડા, ઉંટ, ઘાસની મંદી થાય.

**વૈશાખ વદી ૬ તા. ૩૧-૫-૧૮ શુક્ર**—દિવસ ૧૦ માં અલશી મંદી થાય.

**વૈસાખ વદી ૮ તા. ૨-૬-૧૮ રવિ**—એક માસમાં ઉત્તમ મનુષ્યોને કષ્ટ પડે. રૂ માં ટકા ૨૦ થી ૩૦ સુધી ઘટા-વધી થાય. અલશી, ચાંદી અને અન્નાજમાં વિશેષ ઘટા-વધી થાય.

**વૈશાખ વદી ૯ તા. ૩-૬-૧૮ સોમ**—ત્રણ અઠવાડિયામાં ઘોડાને નાશ થાય.

**વૈશાખ વદી ૧૦ તા. ૪-૬-૧૮ મંગલ**—સવા માસમાં અલશી, સરસવ, મસુર, અડદ, કલથી, ચણા, જીરાની તેજી થાય. માસ ૧૩ માં રાજાઓમાં ઘોર વિગ્રહ થાય તેથી પ્રજામાં દારૂણ ભય થાય. રૂ માં ટકા ૧૦૦ ની ઘટા-વધી થાય.

**વૈશાખ વદી ૧૩ તા. ૭-૬-૧૮ શુક્ર**—દિવસ ૩ માં રૂ માં ટકા ૧૦ થી ૧૫ ની તેજી અને ચાંદી, અલશીમાં ઘટા-વધી થાય.

**વૈશાખ વદી ૦)) તા. ૮-૬-૧૮ શનિ**—રૂ માં ટકા ૨૦ ની તેજી, સુતર, કપાસીયા, તેલમાં તેજી અને ચાંદી, સોનામાં મંદી થાય.



## જેઠ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ રવિ અને સોમવાર છે તેથી લોક સુખાકારી સાધારણ રહે, રાજાઓના મન ઉદાસીન થાય, અન્નાજનાં ભાવ ચઢ ઉતર રહે, વદી પક્ષમાં વરસાદ સારો પડે, વાવણીઓ સારી થાય, અન્નાજ, ઘી, ચાંદીમાં મંદી અને લાખ, લાલ રંગ, રેશમી કાપડ તેજ થાય અને શુદી પક્ષમાં તેજી અને વદીમાં મંદી થાય.

**જેઠ શુદી ૧ તા. ૯-૬-૧૮ રવિ**—અનાજ, રૂ, સૂતર, રેશમી કાપડ, અલશી, ગોળ, રંગ તેજ થાય, પશુઓમાં રોગ થાય અને મનુષ્યોમાં ચીંતા વધે.

**જેઠ શુદી ૩ તા. ૧૧-૬-૧૮ મંગળ**—રૂ અને ચાંદીમાં સારી તેજી થાય, માસ દોઢમાં સરસવ. અલશી, ઘી, તેલ, કપાસીયા, અનાજમાં તેજી થાય, ચોપગાને કષ્ટ પડે.

**જેઠ શુદી ૫ તા. ૧૩-૬-૧૮ ગુરૂ**—આજે પ્રજાપતિ નામનો સંવત્સર થાય છે તેથી રાજા પ્રજા માટે સારૂં છે, ગાય માતા દુધ ખૂબ આપે, ધન, ધાન્ય, ઘાસ, વરસાદથી ભૂમી શોભિત બને, બાગ બગીચામાં સુંદર પુષ્પ થાય, એકંદરે દુનિયા સુખી થાય.

**જેઠ શુદી ૬ તા. ૧૪-૬-૧૮ શુક્ર**--એક માસમાં સુતર, કાપડ, શણુ, ગુવાર, કંદમૂળ, તલ, અનાજ, રૂ, ચાંદીમાં તેજી થાય.

**જેઠ શુદી ૮ તા. ૧૭-૬-૧૮ સોમ**—ઘઉં, ચણા, તલ, તેલ, ઘી, રૂ, સૂતર, ચાંદી, એરંડી, હીંગ, સોપારી, મરી, જુવારની તેજી થાય.

**જેઠ શુદી ૧૦ તા. ૧૯-૬-૧૮ બુધ**—રૂમાં મંદી થાય, પવનના તોફાન સાથે મેઘ મહારાજા પધારે.

**જેઠ શુદી ૧૨ તા. ૨૧-૬-૧૮ શુક્ર**—વરસાદ ખુબ થાય. મનુષ્યો સુખી થાય, અનાજ સસ્તુ થાય. બે અઠવાડિયામાં ઘી, તેલ, ગોલ, સાકર, ઘઉં, ચણા, જુવાર, રૂ, સુતર, શુંઠ હલદરની તેજી થાય.

**જેઠ શુદી ૧૫ તા. ૨૪-૬-૧૮ સોમ**—આજની રાત્રિ નિર્મલ રહે તો વરસ સારૂં ગણાય અથવા વાદલ, વીજળી. પવન, વરસાદની ગર્જના થાય તો અવશ્ય અનાજનો સંગ્રહ કરવો તેથી આગળ સારો લાભ થાય.

**જેઠ વદી ૧ તા. ૨૫-૬-૧૮ મંગળ**—પૃથ્વિપર રાજાઓમાં યુદ્ધ અથવા છત્ર ભંગ થાય, મનુષ્યોમાં આપત્તિ થાય.

**જેઠ વદી ૬ તા. ૩૦-૬-૧૮ રવિ**—રૂ, કાપડ, સુતરમાં વધારે મંદી થાય, અનાજમાં તેજી થાય અને બાલકોમાં પીડા થાય.

**જેઠ વદી ૮ તા. ૧-૭-૧૮ સોમ**—ઉન, સોનું, ચાંદી, રૂ, કપાસમાં મંદી, ઘી, અનાજ, મીઠું તેજી થાય.

**જેઠ વદી ૧૦ તા. ૩-૭-૧૮ બુધ**--રૂમાં ટકા ૧૫ થી ૨૦ ની ઘટા વધી થાય અને અનાજ અલશીની તેજી થાય.

**જેઠ વદી ૧૨ તા. ૫-૭-૧૮ શુક્ર**--વરસાદ ઉત્તમ થાય. રૂ, ધાતુ, તેલ, ઘી, અલશી, એરંડી, ચાંદી, અનાજની તેજી થાય.

**જેઠ વદી ૧૩ તા. ૭-૭-૧૮ રવિ**--પ્રજાને રાજ્ય ભય થાય અથવા વિગ્રહ થાય, ધાન્ય અને રસ તેજ થાય.

**જેઠ વદી ૦)) તા. ૮-૭-૧૮ સોમ**- રૂ, સુતર, કપાસીયા, તેલની તેજી, ચાંદીમાં મંદી થાય, કાપડ, ઘીનો સંગ્રહ કરવાથી આગળ ડબલ ભાવ થવા જોગ છે.



## અષાઢ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ મંગળવાર છે તેથી લોક સુખાકારી સારી ન રહે, વરસાદ સારો પડે, રાજાઓના મન પ્રસન્ન થાય, ખેડુતો ખુશી રહે, પ્રજામાં શીતળતા થાય અને ધર્મ કાર્યમાં પ્રવૃત્તિ થાય, વેપારીઓ આનંદમાં રહે, રૂ, ઘઉં, અલશી, ચોખા,

રૂતર, કપાસ, ખાંડની તેજી થાય અને ચાંદી, સોના, હુંડી, નોટના ભાવ મંદી થાય.

**અષાઢ સુદી ૧ તા. ૯-૭-૧૮ મંગળ**—રૂ, સુતર, શણ, રેશમી અને ઉનનું કાપડ, અનાજની તેજી થાય, વરસાદ થોડો પડે અને લોકોને પીડા થાય.

**અષાઢ સુદી ૩ તા. ૧૧-૭-૧૮ ગુરૂ**—દિવસ ૧૩ માં ગાય. બે ., ઘોડા, મગાદ, રૂ, કપાસીયા, તુવેર, ચણાની મંદી થાય.

**અષાઢ સુદી ૬ તા. ૧૪-૭-૧૮ રવિ**--વરસાદ ઓછો થાય, પશુઓમાં પીડા થાય અનાજમાં તેજી થાય.

**અષાઢ શુદી ૮ તા. ૧૬-૭-૧૮ મંગળ**—એક માસમાં વર્ષાદ થોડો થાય, મનુષ્યો દુઃખી થાય, કોઇ ખંડમાં કોઇ રાજા સ્વર્ગવાસી થાય, પૃથ્વીપર રોગ, અગ્નિ, વાયુ, લઢાઇનું જોર થાય. રૂ માં ટકા૩૦ થી ૩૫, ચાંદીમાં ટકા ૨ થી ૪, અલશીમાં ટકા ૦ાા થી ૦ાાા ની ઘટા-વ ાી થઇ તેજી થાય. ઘી, ગોળ, સાકર, તેલ, કપુર અને અનાજની તેજી થાય, એક જોગ એવો છે કે દિવસ ૨૫ માં રૂ માં ટકા ૨૦ ની તેજી થાય અને લઢાઇનું જોર જણાય.

**અષાઢ શુદી ૯ તા. ૧૭-૭-૧૮ બુધ**--રૂ, કપાસીયા, અનાજ ઘઉં, ચોખા, ચણાની તેજી થાય

**અષાઢ શુદી ૧૧ તા. ૧૯-૭-૧૮ શુક્ર**—દિવસ ૧૪ માં ઘઉં, ચણા, જુવાર, ઘી, તેલ, ગોળ, સાકર, તલ, સોપારી, હલદર, હીંગ, શણ, લાકડા, કાપડ, રૂ, ચાંદી, સોનું તેજી થાય. ચાંદીમાં ટકા ૧ થી ૨ ની તેજી થાય,

**અષાઢ શુદી ૧૫ તા. ૨૩-૭-૧૮ મંગળ**--આજે પવન સાથે વર્ષાદ પડે તો ૩ માં મંદી થાય, રાત્રે ચંદ્રમાં વાદળમાં ઢંકાયેલો રહે તો વરસ ઉત્તમ નીવડે, જો આજે વરસાદ થાય અથવા ચંદ્રમાં નિર્મલ હોય તો દુનિયાને દુઃખ પડે અને દુષ્કાળ પડે.

**અષાઢ વદી ૧ તા. ૨૪-૭-૧૮ બુધ**---ઘઉં, ચણા, જુવાર, ચોખા, અનાજની તેજી થાય, કોઈ કોઈ દેશમાં રોગનો ઉપદ્રવ થાય, ૩ માં થોડી તેજી થાય.

**અષાઢ વદી ૩ તા. ૨૬-૭-૧૮ શુક્ર**-૩, ચાંદી, અનાજની તેજી થાય, પ્રજામાં ભય થાય.

**અષાઢ વદી ૫ તા. ૨૮-૭-૧૮ રવિ**-જો આજે વરસાદ થાય તો ચારે માસમાં વરસાદ સારો પડે અને મનુષ્યો સુખી થાય.

**અષાઢ વદી ૧૧ તા. ૨-૮-૧૮ શુક્ર**-દિવસ ૧૫ માં ઘઉં જવ, ચોખા, સાકર, ગોળ, સોનું, ચાંદી, અનાજની તેજી થાય અને ૩, સુતર, કપાસ, અલશી, ઘી ની મંદી થાય, ચાંદીમાં ટકા ૧ થી ૨ ની તેજી થાય.

**અષાઢ વદી ૧૩ તા. ૪-૮-૧૮ રવિ**--સરસવ, તલ, તેલ. અલશી, એરંડી, મગ, અડદ, સુતર, કપાસ, ૩ માં તેજી થાય.

**અષાઢ વદી ૦)) તા ૬-૮-૧૮ મંગળ**-અનાજ, તલ. તેલ, ગોળ, સાકર તેજ થાય.



# શ્રાવણ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ બુધ, ગુરૂ છે તેથી લોક સુખાકારી સારી રહે, વરસાદ જોઇએ તો પડે, અગ્નિ કોણના દેશમાં રેલ આવે, રૂ, ચાંદી, ખાંડ, સફેદ, કાપડ, ચોખા, તેજ થાય, માણેક રત્ન, મગ, તુવેર, ગોળ, સાકર, અફીણ, અલશી, હુંડી, નોટોની મંદી થાય.

**શ્રાવણ શુદી તા ૭-૮-૧૮ બુધ**—વર્ષાદ સાધારણ પડે. પ્રજા સુખી થાય અને અનાજ સસ્તુ વેચાય.

**શ્રાવણ શુદી ૩ તા. ૯-૮-૧૮ શુક્ર**--રૂ. ઘઉં, ખાંડ, સુતર, શણ, રેશમ ઉનની તેજી થાય, ચાંદિ તથા અલશી મંદિ થાય.

**શ્રાવણ શુદી ૪ તા. ૧૧-૮-૧૮ રવિ**--ગોળ, સાકર, તેલની તેજી અને અનાજની મંદી થાય, વર્ષાદ ખુબ પડે.

**શ્રાવણ શદી ૭ તા. ૧૪-૮-૧૮ બુધ**—ચાંદીમાં બહુજ મંદી થાય રૂ માં ટકા ૧૫ થી ૨૦ ની તેજી થાય આ દિવસે વરસાદ ન થાય તો આગળ વરસાદ થવાની આશા રાખવી નહિ.

**શ્રાવણ શુદી ૧૦ તા. ૧૭-૮-૧૮ શનિ**—દિવસે ૨૧ માં રૂ, ઘઉં, એરંડાની તેજી થાય.

**શ્રાવણ શુદી ૧૪ તા. ૨૧-૮-૧૮ બુધ**--ઘી, તેલ, ગોળ, સાકર, દરેક ધાતુ તેજ થાય.

**શ્રાવણ શુદી ૧૫ તા. ૨૨-૮-૧૮ ગુરૂ**—આજે ચંદ્રમાં વાદલામાં ઉદય થાય તો વર્ષ સારૂ નીવડે.

**શ્રાવણ વદી ૧ તા. ૨૩-૮-૧૮ શુક્ર**—અનાજની મંદી થાય અને પ્રજા સુખી થાય.

**શ્રાવણ વદી ૩ તા. ૨૪–૮–૧૮ શની**—રૂ, ઘઉં, ખાંડની તેજી અને ચાંદી, અલશીની મંદી થાય.

**શ્રાવણ વદી ૪ તા. ૨૫–૮–૧૮ રવી**—વર્ષાદની તાણ, અનાજની તેજી અને રૂ માં મંદી થાય.

**શ્રાવણ વદી ૭ તા. ૨૮–૮–૧૮ બુધ**– હાથી, ઘોડાના વેપારમાં લાભ. ઘઉં, રૂ, અળશી, ચાંદી અને રૂ, ઘી, ગોળ, સાકર, તલ, તેલની તેજી થાય, સમુદ્ર કીનારાના દેશમાં કોઇ પણ પ્રકારનો ભય થાય.

**શ્રાવણ વદી ૯ તા. ૩૦–૮–૧૮ શુક્ર**—બે અઠવાડીયામાં રૂ, કપાસ, સુતર, ઘઉં, ચણા, ચોખા, જુવાર, ઘી, તેલ, તલ, ચાંદી, અનાજની તેજી થાય, વરસાદ સામાન્ય પડે.

**શ્રાવણ વદી ૧૨ તા. ૨–૯–૧૮ સોમ**—ચોપગા પશુઓને મહા કષ્ટ પડે, રૂ, ઘઉં, જુવાર, ચણા, જવ, કપાસીયા, એરંડાની તેજી થાય.

**શ્રાવણ વદી ૦)) તા. ૫–૯–૧૮ ગુરૂ**—કોઇ દેશમાં અતિ વૃષ્ટિ, કોઇ દેશમાં અન્નાવૃષ્ટિથી ખેતીમાં નુકશાન થાય. યુધ્ધ ભૂમિમાં યુધ્ધ પૂર જોરથી ચાલે. રૂ, કપાસ, ઘઉં, ગોળ, અલશી, ત્રાંબુ, મસુર તથા અન્નાજની તેજી થાય.



## ભાદરવા માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ શુક્ર અને શનિવાર છે તેથી લોક સુખાકારી સાધારણ રહે, પ્રજામાં પીત અને શરદીનું જોર વધે,

પશ્ચિમ દીશામાં વરસાદ પડે અને ઉત્તર દેશમાં દુષ્કાળ જેવું જણાય. રૂ, કપાસ, સુતર, ગોળ, સાકર, મગ, અડદ, જુવાર, ચોખા, હલદર મરચાં, ધાણા, લસણ, કંદમૂલ, નોટ, હુંડીની તેજી થાય અને ઘઉં, તલ, તેલ, અલશી, કેશર, કપૂર, ચાંદી, સોનું, મોતી, ઘીની મંદી થાય, રાજા, પ્રજા સુખી થાય, રૂ માં ટકા ૫૦ થી ૬૦ ની તેજી થવા સંભવ છે.

**ભાદરવા શુદી ૬ તા. ૬ ૯-૧૮ શુક્ર**—પશુઓનો નાશ, બ્રાહ્મણોને પીડા વર્ષાદ ખૂબ થાય, રૂ અને બીજી ચીજોમાં તેજી અને ચાંદીમાં ટકા ૨ થી ૩ ની ઘટ-વધ થાય.

**ભાદરવા શુદી ૫ તા. ૧૦-૯-૧૮ મંગળ**—રૂ, ચાંદી, કપાસ તથા સફેદ વસ્તુની તેજી થાય. તાપ ઘણો પડે અને વર્ષાદ થોડો પડે.

**ભાદરવા શુદી ૭ તા. ૧૨-૯-૧૮ ગુરૂ**—અનુરાધા નક્ષેત્ર હોવાથી જો વર્ષાદ થાય તો વર્ષાદ સારૂં ગણાશે નહિતર આગળ વર્ષાદ પડશે નહિ.

**ભાદરવા શુદી ૮ તા. ૧૩-૯-૧૮ શુક્ર**-રૂ, સુતર, કપાસ, ચોખા, મીઠું, મગ, અડદ, અન્નાજ તેજ થાય, પવન જોરથી ફુંકે અને મનુષ્યોને પીડા થાય.

**ભાદરવા શુદી ૧૦ તા. ૧૫-૯-૧૮ રવિ**—ખેતીમાં નુકશાન થાય અને અન્નાજમાં તેજી થાય.

**ભાદરવા શુદી ૧૧ તા. ૧૬-૯-૧૮ સોમ**—એક માસમાં તલ, તેલ, અલશી, એરંડી, શ્રીફળ, ફળ, મજીઠ, રૂ, કપાસીયા, હળદર, સોનું, ગોળની તેજી થાય.

**ભાદરવા શુદી ૧૩ તા. ૧૮-૯-૧૮ બુધ**—દોઢ માસમાં ધાતુ, ગોળ, સાકર, રૂ, કપાસની તેજી થાય. રૂ માં ટકા ૧૫ થી ૨૫ ની ઘટ-વધ થઇ તેજી, ચાંદીમાં ટકા ૨ થી ૪ ની અને અલશીમાં ટકા ૧ાા થી ૨ ની તેજી થાય.

**ભાદરવા સુદી ૧૫ તા. ૨૦-૯-૧૮ શુક્ર**—ચાંદીમાં તેજી થાય. આજે વાદળ વીજળી અને મેઘ ગર્જે તો જરૂર અન્નાજ વેચી નાંખવું અને જો વાદળ નિર્મળ હોય તો અન્નાજ સંગ્રહ કરવો તેથી અગાડી સારો લાભ થાય, રાજાઓ આપસમાં લડાઇ કરે.

**ભાદરવા વદી ૧ તા. ૨૧-૯-૧૮ શનિ**—અગ્નિનો ભય થાય, અન્નાજમાં તેજી થાય.

**ભાદરવા વદી ૪ તા. ૨૪-૯-૧૮ મંગળ**—દિવસ ૧૭ માં પશુ પક્ષીમાં પીડા થાય. તુવેર, ચોખા, ચણા, રૂ, કપાસ, ગોળ, સાકર, હીંગ, મરચ્ચાંની તેજી થાય.

**ભાદરવા વદી ૭ તા. ૨૬-૯-૧૮ ગુરૂ**—બે અઠવાડિયામાં ચણા, મગ, અડદ, ચોખા, ઘી, ગોળ, સાકર, રેશમ, ઉનની તેજી થાય, અને રૂ, અલશીમાં મંદી થાય.

**ભાદરવા વદી ૧૦ તા. ૨૯-૯-૧૮ રવિ**—અન્નાજ, ચોખા, જુવાર, મગ, કલથી, ઘઉં, અલશી મંદી થાય; ગોળ, સાકર, સંગ્રહ કરવાથી ૭ માસે સારો લાભ થાય. રૂ માં ટકા ૨૦ તથા ચાંદીમાં ટકા ૨ થી ૩ ની મંદી થાય, ખેતીયોનો નાશ થાય.

**ભાદરવા વદી ૧૧ તા. ૩૦-૯-૧૮ સોમ**—ગાય, ભેંસ, બળદ વગેરે પશુઓની તેજી થાય.

**ભાદરવા વદી ૦)) તા. ૫-૧૦-૧૮ શનિ**—ચોરીનો ભય થાય, વરસાદ સારો થાય અને અનાજનો પાક સારો થાય, ઘી, તેલની તેજી અને રૂ માં એકદમ મંદી થાય.



## આસો માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ રવિવાર છે તેથી લોક સુખાકારી સાધારણ રહે. પ્રજા ઉપર રાજાઓનો દાબ વધારે રહે, ઉત્તર દિશાનાં લોકો હેરાન થાય અને રાજાઓમાં સલાહ શાન્તિ પ્રસરે. રૂ, કપાસ, સોનું, ચાંદી, અફીણ, ઘઉં, ચણા, ચોખા, ચોપગા પશુ, ઉન, કાપડની તેજી અને મકાઈ, બાજરી, મઠ, જીરૂ, અડદ, મગ, ગોળ, સાકર, શ્રીફળ, હુંડી, નોટની મંદી થાય. બજારમાં નાણાંની ભીડ પડે. ઘી અને કાપડની મોટી તેજી થવા સંભવ છે.

**આસો શુદી ૧ તા. ૬-૧૦-૧૮ રવિ**—રૂ, ચાંદી, ઘી, ગોળ, સાકરની તેજી અને અનાજમાં મંદી થાય.

**આસો શુદી ૩ તા. ૮-૧૦-૧૮ મંગળ**—રૂમાં મંદી અને ચાંદીમાં તેજી થાય, મનુષ્યોને પીડા થાય.

**આસો શુદી ૫ તા. ૧૦-૧૦-૧૮ ગુરૂ**—દિવસ ૧૪ માં રૂ, ચાંદી, તલ, એરંડી, અલશી અને દરેક જાતનાં ધાન્યની તેજી થાય.

**આસો શુદી ૬ તા. ૧૧-૧૦-૧૮ શુક્ર**—મનુષ્યોમાં રોગ થાય, વરસાદના છાંટા પડે. રૂ માં ટકા ૫ થી ૧૦ ની ઘટા-વધી થાય, એ માસમાં ધાન્ય, ધાતુ, બધા રસ, ઉન, કાપડ, લાખની તેજી થાય.

**આસો શુદી ૮ તા. ૧૩-૧૦-૧૮ રવિ**—પૃથ્વિ પર યુદ્ધ થવાથી અન્નાજનો નાશ થાય તથા ગુજરાત, માળવા વગેરે દેશોમાં ભય થાય. અન્નાજ, સોના, ચાંદીની તેજી થાય. મારવાડમાં દુષ્કાળનો ભય જણાય અને વ્યાપારિયોને લાભ સારો મળે.

**આસો શુદી ૧૨ તા. ૧૭-૧૦-૧૮ ગુરૂ**—એક માસમાં સોનું, દરેક જાતની ધાતુ, હાથીની તેજી થાય, પવન જોરથી ફુંકે, અન્નાજના ભાવ મંદા થાય. પૃથ્વિમાં વર્ષાદ અને કલેશ વધે.

**આસો શુદી ૧૫ તા. ૧૯-૧૦-૧૮ શનિ**—આજે રાત્રી નિર્મલ હોય તો માસ સારો ગણાય, પરંતુ વાદળ-વર્ષાદ હોય તો અન્નાજ સંગ્રહ કરી વેપારીઓને ચૈત્ર માસમાં વેચી નાંખવાથી સારો લાભ મળે.

**આસો વદી ૪ તા. ૨૩-૧૦-૧૮ બુધ**—દિવસ ૧૫ માં રૂ, ચાંદી, ગોળ, સાકર, ઘી, તેલ, શણમાં તેજી થાય. તુલાનો શુક્ર થાય ત્યારે રૂ માં ટકા ૧૫ થી ૨૦ અને ચાંદીમાં ટકા ૨ થી ૪ ની મંદી થાય.

**આસો વદી ૧૦ તા. ૨૯-૧૦-૧૮ મંગળ**—રૂ, ચાંદી, ઘી, ઘઉં, ગોળ, ખાંડ, ચોપગા, અન્નાજ, લાકડા, ઘાસની તેજી થાય અને અગ્નિ, ચોરનો ભય વધારે થાય.

**આસો વદી ૦)) તા. ૩-૧૧-૧૮ રવિ**—રૂ, સુતર, ઘી, તેલની તેજી થાય, માળવામાં રોગ તથા દુષ્કાળનો ભય થાય, મનુષ્યો દુ:ખી થાય અને અગ્નિનો ત્રાસ પડે **દીવાળી** રવિવારે હોવાથી પૃથ્વિ પર મોટો ભય થાય. માસ ૪ માં રૂમાં ટકા ૧૦૦ થી ૧૫૦ સુધી ઘટ-વધ થાય અને શીયાળુ પાકમાં નુકશાન થાય.

# કાર્તિક માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ સોમ અને મંગલવાર છે તેથી લોક સુખાકારી સાધારણ રહે. પ્રજામાં સુખ શાન્તિ થાય, ઘઉં, ચણાં જુવાર, મસુર, અડદ, મઠ, સોનું, ચાંદી, મોતી, ઘી, તલ, તેલ, અલશી, સરસવ, અફીણ, શણ, જીરૂ, ધાણામાં તેજી અને ચોખા, તુવેર, મકાઇ, બાજરી, પીતલ, કાંસુ, ચંદન, કપુર, લાકડા, ઘાસમાં મંદી થાય.

**કાર્તિક શુદી ૧ તા. ૪-૧૧-૧૮ સોમ**—રૂમાં ટકા ૧૫ થી ૨૦ તથા કપાશીયા, અલશી, ગોળ, સાકર, તલની તેજી અને ચાંદીમાં સાધારણ રહે, ગાય, ભેંસ વીગેરે પશુ, ત્રાંબા પીતલની તેજી થાય.

**કાર્તિક સુદી ૩ તા. ૬-૧૧-૧૮ બુધ**—દિવસ ૧૫ માં રૂ, અલશી, ચાંદી, ચણાની તેજી થાય, કોઇ દેશમાં વર્ષાદ પડે.

**કાર્તિક સુદી ૬ તા. ૯-૧૧-૧૮ શનિ**—અન્નાજમાં સાધારણ રહે અને મનુષ્યો સુખી થાય.

**કાર્તિક શુદી ૧૧ તા. ૧૪-૧૧-૧૮ ગુરૂ**—ગોળ, સાકર, ઘી, તેલની તેજી થાય અને ઘોડામાં રોગ ફેલાય,

**કાર્તિક શુદી ૧૩ તા. ૧૬-૧૧-૧૮ શનિ**—રૂ માં ટકા ૫ થી ૭ અને ચાંદીમાં ટકા ૨ થી ૩ ની તેજી થાય, ચોખા, તલ, અડદ, ઘીના ભાવ તેજ રહે.

**કાર્તિક શુદી ૧૫ તા. ૧૮-૧૧-૧૮ સોમ**—ઠંડીનો ભય થાય, અન્નાજના ભાવ સાધારણ રહે, લોકો નિર્ભય રહે.

કાર્તિક વદી ૧ તા. ૧૯-૧૧-૧૮ મંગળ—અન્નાજ, ચણા. જીરૂ, તુવેર. સરસવની તેજી થાય, રૂમાં ટકા ૧૦ થી ૨૦ અને ચાંદીમાં સહેજ તેજી થાય.

કાર્તિક વદી ૫ તા. ૨૨-૧૧-૧૮ શુક્ર—આજે વાદળ થાય તો આવતા વર્ષમાં વરસાદ ખૂબ થાય.

કાર્તિક વદી ૭ તા. ૨૫-૧૧-૧૮ સોમ—રૂ માં તેજી અને ચાંદીમાં મંદી થાય, કોઈ કાઇ સ્થળે વર્ષાદ પડે.

કાર્તિક વદી ૧૨ તા. ૩૦-૧૧-૧૮ શુક્ર—એ માસમાં અનાજની તેજી થાય. દિવસ ૩ માં રૂ અને ચાંદીમાં તેજી થાય.

કાર્તિક વદી ૧૪ તા. ૨-૧૨-૧૮ સોમ—કપુર, ગુગળ, લાખ, કાંસુ, પીતળ, ઘઉં, અલશી. મરચાં તેજ થાય.

કાર્તિક વદી ૦)) તા. ૩-૧૨-૧૮ મંગળ—ઘી, ગોળ, સાકર, તેલ, અનાજ તેજ થાય, ઠંડી પડે અને પવન ખૂબ પડે, મનુષ્યોમાં રોગનો ભય થાય.



## માગશર માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ બુધ અને ગુરૂ વાર છે તેથી લોક સુખાકારી સારી રહે, રાજાઓના મન પ્રસન્ન થાય. ઘઉં, જવ, મસૂર, સરસવ, તલ, તેલ, ઘી, અફીણ, ઉન, હુંડી, નોટ, ચોપગા પશુની તેજી અને ચોખા, અડદ, મગ, મકાઇ, જુવાર, બાજરી, ગોળ, સાકર, સુતર, રૂ, કપાસ, હળદર, ખજુરની મંદી થાય.

માગશર શુદી ૩ તા. ૬-૧૨-૧૮ શુક્ર—તલ, તેલ, રસ, ચોખા, જવ, ઘઉં, મગ, ચણા, અલશી, મઠ, રાઇની તેજી થાય. પ્રજા સુખી થાય.

**માગશર શુદી ૫ તા. ૮-૧૨-૧૮ રવિ**—રાજાઓમાં ભય, મનુષ્યોમાં રોગની પીડા થાય, ઘી, તેલની તેજી અને અન્નાજમાં મંદી થાય.

**માગશર શુદી ૭ તા. ૧૦-૧૨-૧૮ મંગળ**—ઘઉં, ઘી, તલ, ચોખાની તેજી થાય અને પ્રજામાં મહામારીનો ભય, દિવસ ૧૫ માં રૂ માં ટકા ૨૦ થી ૩૦ ની મંદી થાય. કોઇ કોઇ સ્થળે વાદળ, વીજલી થઇ વર્ષાદ થાય, ચાર માસમાં ઘઉં, ઘી, ચોખાની તેજી ખૂબ થાય.

**માગશર શુદી ૧૧ તા. ૧૪-૧૨-૧૮ શનિ**—રૂમાં તેજી અને ચાંદીમાં મંદી થાય. લોકોમાં રોગ ચાળો થાય.

**માગશર શુદી ૧૩ તા. ૧૫-૧૨-૧૮ રવિ**—એક માસમાં રૂ, તલ, તેલની તેજી થાય અને મનુષ્યોને પીડા થાય.

**માગશર સુદી ૧૫ તા. ૧૭-૧૨-૧૮ મંગળ**—રૂ માં ટકા ૨૫ થી ૩૦, ચાંદીમાં ટકા ૨ થી ૪ ની તેજી થાય. તેમજ અલશી, સરસવ, મસુર, અડદ, કલથી, ચણા, જવ, ઘઉં, જીરૂ, જુવારની તેજી થાય.

**માગશર વદી ૪ તા. ૨૧-૧૨-૧૮ શનિ**—રૂ માં ટકા ૨૫ ની તેજી થાય, અન્નાજ સાધારણ રહે, વર્ષાદથી નુકશાન થાય અને લોકોમાં રોગની વૃધ્ધી થાય.

**માગશર વદી ૮ તા. ૨૫-૧૨-૧૮ બુધ**—રૂ માં એકદમ તેજી તથા ચાંદી, અલશીમાં સાધારણ તેજી થાય. રાજ ભય જણાય.

**માગશર વદી ૧૧ તા. ૨૮-૧૨-૧૮ રવિ**—ઘી, તેલ, ગોળ, સાકર, એરંડા, અલશીમાં મંદી થાય.

**માગશર વદી ૧૪ તા. ૧-૧-૧૯ બુધ**—રૂ, સુતર, કપાસીયા, ચાંદી, સોનું, ઘી ની તેજી થાય, રૂમાં ટકા ૧૦ થી ૧૫ ની તેજી થાય, અન્નાજનો નાશ થાય અને પ્રજામાં ભય ફેલાય.

**માગશર વદી ૦)) તા. ૨-૧-૧૯ ગુરૂ**—આજે વીજલી તથા મેઘ ગર્જના કરે તો આવતા વર્ષમાં ચોમાસાના ચાર માસ વર્ષાદ ઉત્તમ થાય, કદાચ તેમ ન થાય તો અશુભ ગણવું.



## પોષ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ શુક્રવાર છે તેથી લોક સુખાકારી સારી છે. ચોખા, અડદ, મગ, તુવેર, મઠ, ગોળ, સાકર, તલ, તેલ, અલશી, અફીણ, ઉન, શણ, જીરૂની તેજી અને ઘઉં, ચણા, મસુર, શ્રીફળ, સુતર, રૂ, કપાસ, સોનું, ચાંદી, હુંડી, નોટ, ખજુર, હલદર, મરચ્ચાંની મંદી થાય.

**પોષ શુદી ૧ તા. ૩-૧-૧૯ શુક્ર**—એક માસમાં બધી વસ્તુ તેજ થાય, રૂ મા ટકા ૪૦ થી ૫૦ ની તેજી, ચાંદીમાં ટકા ૨ થી ૩ ની ઘટા-વધી થાય અને પ્લેગનો રોગ ફેલાય.

**પોષ શુદી ૫ તા. ૭-૧-૧૯ મંગળ**—પવનનું જોર થાય, દિવસ ૧૭ માં ગોળ, સાકરની મંદી થાય અને રૂ, કપાસ, ઘઉં અને અનાજમાં તેજી થાય.

**પોષ શુદી ૯ તા. ૧૦-૧-૧૯ શુક્ર**—દિવસ ૧૩ માં રૂ, અડદ, ચોખા, ઘી, તુવેર, ચણા, ઘોડા, બળદની તેજી થાય.

**પોષ સુદી ૧૨ તા. ૧૩-૧-૧૯ સોમ**—એક માસમાં ઘી, તેલ, તલ, એરંડા, રૂ માં તેજી અને અનાજમાં મંદી થાય.

**પોષ સુદી ૧૩ તા. ૧૪-૧-૧૯ મંગળ**—આજે જો વર્ષાદ થાય તો ઘઉં ખરીદ કરવા તેથી આગળ સારો લાભ મળશે.

**પોષ સુદી ૧૫ તા. ૧૬-૧-૧૯ શુક્ર**—દોઢ માસમાં રસ, લોખંડ, ફળ, ફુલની તેજી થાય. આજની રાત્રીએ ચંદ્ર વાદળાથી ઢંકાએલો રહે તો શુભ રહે. તેમજ રાત્રી નિર્મલ રહે તો અનાજનો સંગ્રહ કરવાથી આગળ લાભ થાય.

**પોષ વદી ૩ તા. ૧૯-૧-૧૯ રવિ**—મનુષ્યોમાં રોગનો ભય થાય, અનાજની મંદી થાય, વર્ષાદ થાય, તૈલંગ, મદ્રાસના દેશમાં રોગનો ત્રાસ થાય.

**પોષ વદી ૫ તા. ૨૧-૧-૧૯ મંગળ**—દિવસ ૧૫ માં ખજુર, દ્રાક્ષ, સોપારી, લવીંગ, જાયફળ, ઇલાયચી, શુંઠની તેજી, અનાજમાં મંદી અને તેની ઉત્પત્તિ સારી થાય.

**પોષ વદી ૬ તા. ૨૨-૧-૧૯ બુધ**—જવ, જુવાર, ઘઉં, મસૂર, રાઇ, અલશીની તેજી થાય.

**પોષ વદી ૭ તા. ૨૩-૧-૧૯ ગુરૂ**—બે અઠવાડિયામાં ચાંદી, સોનું, દરેક ધાતુ, ગોળ, સાકરની તેજી થાય. ઘઉં અને અનાજ બે માસ સુધી મંદી રહે. પવન જોરથી ફુંકે.

**પોષ વદી ૯ તા. ૨૫-૧-૧૯ શનિ**—દિવસ ૧૭ માં તલ, તેલ, અલશી, સરસવ ની તેજી અને અનાજની મંદી થાય. ૩ માં દિવસ ૫ માં ટકા ૧૦ થી ૧૫ ની તેજી થાય.

**પોષ વદી ૧૦ તા. ૨૬-૧-૧૯ રવિ**—દિવસ ૪૨ માં કપાસ, ગોળ, સાકર, મીઠું, દ્રાક્ષ, મરચ્યાં, હીંગ, બાજરી, મઠ, મગ, જુવાર, ઘઉં, ચણાની તેજી થાય.

**પોષ વદી ૧૧ તા. ૨૭-૧-૧૯ સોમ**—એક માસમાં રાજાઓને કષ્ટ પડે, ધનાઢ્ય લોકોને ભય, રોગનું જોર થાય, ૩ માં ૨૫ થી ૩૫ સુધી ઘટ-વધ થઇ તેજી થાય, વરસાદનું માવઠું થાય.

**પોષ વદી ૧૪ તા. ૩૦-૧-૧૯ ગુરૂ**—મનુષ્યોને સુખ-દુઃખ સાધારણ પડે અને અન્નાજના ભાવ સાધારણ રહે.

**પોષ વદી ૦)) તા. ૩૧-૧-૧૯ શુક્ર**—તલ, તેલ, સરસવ, એરંડીની તેજી થાય.



## મહા માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ શનિ અને રવિ છે તેથી લોક સુખાકારી સાધારણ રહેશે. ચોખા, અડદ, મગ, મકાઇ, શ્રીફળ, તલ, તેલ, રૂ, કપાસ, સોપારી, અફીણ, ઘીની તેજી થાય અને ઘઉં, ચણા, જવ, સરસવ, જીરૂ, ઉન, રેશમી કાપડ, ચાંદી, ચોપગા પશુની મંદી થાય, પ્રજા સુખી થાય. શુદી ૧૦ થી ૩ માં તેજી અને અલશીમાં મંદી થાય.

**મહા શુદી ૨ તા. ૨-૨-૧૯ રવિ**—એક માસમાં ચાંદી, સોનું, ધાતુ, અન્નાજની તેજી થાય. ૩ માં પ્રથમ પાંચ દિવસમાં તેજી થઇ પછી મોટી ઘટા-વધી થાય.

**મહા સુદી ૫ તા. ૫-૨-૧૯ બુધ**—દિવસ ૧૩ માં ૩ માં ટકા ૧૫ થી ૨૦ની તથા ફળફુલ, મરચા, મસુર, રાઇ, સોનું, ચાંદીમાં તેજી થાય, ઘઉં, ચણા, જુવારના પાકને ઠંડીથી નુકશાન થાય

**મહા સુદી ૮ તા. ૮-૨-૧૯ શનિ**—પૃથ્વિ પર અન્નાજ અહુજ સારૂં પાકે.

મહા સુદી ૧૨ તા. ૧૧-૨-૧૯ મંગળ—રૂ, કાપડ, તલ, તેલ, સોપારી, કપાસીયાની તેજી થાય, પવનનું જોર જણાય અને રોગનો ભય થાય.

મહા સુદી ૧૩ તા. ૧૨-૨-૧૯ બુધ—એક માસમાં અન્નાજની મંદી, અને ઘી, તેલમાં સાધારણ રહે, મનુષ્યો સુખી થાય.

મહા સુદી ૧૫ તા. ૧૪-૨-૧૯ શુક્ર—રૂ, કપાસ, ગોળ, સાકર, તલ, તેલની તેજી થાય, ઠંડી ખૂબ પડે, રોગનો ભય થાય. આજની રાત્રીએ વાદળ થાય તો અન્નાજ ખરિદ કરવાથી આગળ લાભ થાય.

મહા વદી ૩ તા. ૧૮-૨-૧૯ મંગળ—દિવસ ૧૩ માં ઘઉં, ચોખા, જવ, તલ, હીંગ, સોનું, ચાંદી, સરસવ, અલશી, એરંડાની તેજી અને રૂ માં ટકા ૨૦ થી ૨૫ ની ઘટા-વધી થાય.

મહા વદી ૫ તા. ૨૦-૨-૧૯ ગુરૂ—રૂમાં વિશેષ ઘટા-વધી થાય, અન્નાજમાં મંદી થાય, રાજા-પ્રજા-આનંદમાં રહે. કોઇ કોઇ દેશમાં વાદળ વીજળી થઇ વર્ષાદ થાય.

મહા વદી ૮ તા ૨૩-૨-૧૯ રવિ—ચોપગા પશુ, અત્તર, લાકડા, ઘાસની તેજી થાય.

મહા વદી ૧૧ તા. ૨૬-૨-૧૯ બુધ—અન્નાજની મંદી અને મનુષ્યો નીરોગી થાય.

મહા વદી ૧૩ તા. ૨૮-૨-૧૯ શુક્ર—બુધનો ઉદય થવાથી દરેક ચીજોના ભાવમાં ઘટા-વધી ખૂબ થાય, ઠંડી અને પવન ખૂબ પડે, રૂ માં ઘટા-વધી થાય.

**મહા વદી ૦))** તા. ૨-૩-૧૯ રવિ--પશુઓને પીડા થાય અને અન્નાજના પાકને નુકશાન થાય.



# ફાગણ માસનું ફળ.

**સારાંશ**—આ માસમાં પાંચ સોમવાર છે તેથી લોક સુખાકારી સારી રહે. રાજા-પ્રજા આનંદ ભોગવે. રૂ, કપાસ, સુતર, ચોખા, સાકર, ગોળ, અડદ, મગ, તુવેર, જુવાર, બાજરી, હલદીની તેજી અને ઘઉં, ચણા, જવ, મસૂર, શણ, સરસવ, અરીણુ, અલશી, તલ, તેલ, જીરૂ, ધાણાની મંદી થાય.

**ફાગણ સુદી ૧ તા. ૩-૩-૧૯ સોમ**--એક માસમાં રૂ માં ટકા ૪૦ થી ૫૦ ની ઘટા-વધી થાય. ચાંદીમાં તેજી અલશીમાં મોટી તેજી અને ઘઉં, અનાજમાં સાધારણ રહે.

**ફાગણ શુદી ૨ તા. ૪-૩-૧૯ મંગળ**—ચાંદીમાં ટકા ૧ થી ૨ ની મંદી થાય.

**ફાગણ શુદી ૪ તા. ૬-૩-૧૯ ગુરૂ**--સોનું, રૂ, કપાસીયા, એરંડા, ખાંડમાં, મંદી થાય અને હાથીઓને પીડા થાય.

**ફાગણ શુદી ૬ તા. ૭-૩-૧૯ શુક્ર**--રાજા-પ્રજા સુખી થાય અને અનાજમાં મંદી થાય.

**ફાગણ શુદી ૮ તા. ૯-૩-૧૯ રવિ**--ઘી, તેલ, તલ, ગોળ, સાકર, ઘઉં, ચણા, રસની તેજી થાય. આવતા ભાદરવા માસમાં વષાદ ઓછો પડે.

**ફાગણ શુદી ૧૩ તા. ૧૪-૩-૧૯ શુક્ર**--એક માસમાં જવ, ઘઉં, ચણા, જુવાર, તલ, તેલ, એરંડા, અલશી, ઘી, ગોળ, સાકર, કેશરની તેજી થાય.

**ફાગણ શુદી ૧૫ તા. ૧૬-૩-૧૯ રવિ**--અનાજની તેજી થાય, પૃથ્વિ પર પીડા થાય. રાત્રે વાદળ, વર્ષાદ, ગર્જના થાય તો અનાજ સંગ્રહ કરવાથી આગળ લાભ થાય.

**આજે હુતાશણી પ્રગટાય ત્યારે પવન જોવો**—જો પૂર્વનો પવન હોય તો રાજા-પ્રજા સુખી થાય, અગ્નિ કોણનો પવન હોય તો અગ્નિનો ભય જણાય, દક્ષિણનો પવન હોય તો દુષ્કાળ પડે, નૈરૃત્યનો પવન હોય તો ટીડનો ભય થાય, પશ્ચિમનો પવન હોય તો વરસ સાધારણ ગણાય, વાવ્યવનો પવન હોય તો પવનનું જોર થાય, ઉત્તર અને ઇશાનનો પવન હોય તો શુકાળ થાય. હુતાશણી પ્રગટે તે વખતે જો વાદળ, વરસાદ થાય તો જરૂર રેલ આવે તેથી પાકનો નાશ થાય અને ઘઉંના બજારમાં તેજી થાય.

**ફાગણ વદી ૧ તા. ૧૭-૩-૧૯ સોમ**—રૂ માં ટકા ૨૫ થી ૪૦ સુધી મંદી થાય. ગોળ, સાકર, ચોખા, માણેક, મોતીની મંદી થાય. બાળકોને પીડા થાય, આવતી કાલનો વર્ષાદ પડવાનો જોગ છે.

**ફાગણ વદી ૮ તા. ૨૫-૩-૧૯ મંગળ**--ચાંદીમાં ઘટા-વધી વિશેષ થાય, અન્નાજનો સંગ્રહ કરવાથી આગળ સારો લાભ થાય.

**ફાગણ વદી ૧૧ તા. ૨૮-૩-૧૯ શુક્ર**--બાજરી, જુવાર, અલશી, રૂ, ચાંદી, ઘી, લાખ, શ્રીફળ, મરચ્ચા મંદી થાય તથા ચોખા, ચણા, ઘઉં, જવમાં ઘટા-વધી થાય.

**ફાગણ વદી ૦)) તા. ૩૧-૩-૧૯ સોમ**—દિવસ ૧૫ માં સોપારી, લવીંગ, દ્રાક્ષ, એરંડી, સરસવ, તેલ, ગોળ, સાકર, રૂ, ચાંદીની તેજી થાય, અન્નાજમાં મંદી થાય અને મનુષ્યો સુખી થાય.

**જ્યોતિષ શાસ્ત્ર અનુસાર ફળ જણાવ્યા છે એ મુજબ થવું ન થવું એ પરમ કૃપાળુના હાથમા છે.**

—*—

# આખા વર્ષનો ટુંક સાર.

---*---

સંવત્ ૧૯૭૫ ના વર્ષનો શુભ–અશુભ ફળનો સારાંશ કાઢતાં જણાય છે કે રાજા શુક્ર, મંત્રિ શનિ, આગતર ધાન્યનો સ્વામિ મંગળ, પાછતર ધાન્યનો સ્વામિ સૂર્ય, વર્ષાદનો સ્વામિ શુક્ર, રસ-કસનો સ્વામિ ગુરૂ, નિરસેશનો સ્વામિ ચંદ્ર, ફળફુલનો સ્વામિ શુક્ર, ધનનો સ્વામિ ચંદ્ર, ગઢપતિ શુક્ર, ઘાસ ચારાનો સ્વામિ બુધ, વ્યાપારનો સ્વામિ બુધ, રોહિણીનો વાસ સમુદ્રમાં, સંવતૂનો વાસ માળીના ઘરમાં છે. આ પ્રમાણે અધિકારી બન્યા છે. શનિ, સુર્ય અને મંગળ એ ત્રણ ગૃહો ક્રુર છે, બાકીના સારા છે, અન્નાજને લીધે મનુષ્યો દુઃખ ભોગવશે.

**ચૈત્ર**માં પ્રજા સુખી થાય, રોગનો ઉપદ્રવ શાન્ત થાય, રૂમાં ઘગ્ર–વધી, ચાંદીમાં સાધારણ, અળગો એરંડા, ઘી, તેલ, અન્નાજની તેજી થાય, ભારતમાં પૂર્વ અને મધ્ય દેશમાં પ્રજા સુખી થાય. **વૈશાખ**માં પ્રજા રોગમાં સડે, ગરમી વિશેષ પડે, દક્ષિણમાં અગ્નિનો ભય થાય, ચાંદી, રૂમાં મંદી થાય; કોઇ કોઇ દેશમાં વર્ષાદ થાય, ગોળ, સાકર ઘઉં, જુવાર, અલશી અન્નાજમાં તેજી થાય. **જેઠ**માં રાજાઓમાં મોટો ભય થાય, વર્ષાદ થોડો પડે, રૂ, કપાસ તલ, તેલ, ચંદન, અન્નાજ, રસકસ, રેશમી કાપડ અને ઘોડા તેજ થાય, પવન ખુબ ફુંકે, નીજામ, વરાડ, ખાનદેશ, કોકણ વગેરે દેશોમાં વર્ષાદની શરૂઆત થાય. **અષાઢ**માં ઘી, તેલની મંદી, અન્નાજ સાધારણ રહે, મારવાડ, ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ, મેવાડ દેશોમાં વર્ષાદ

ઉત્તમ થાય તેમજ કોઇ દેશમાં દુઃકાળનો ભય જણાય. **શ્રાવણમાં** વર્ષાદ અને ખેતી સારી થાય, ઘઉં, અડદ, મગ, મસૂર, સૂતર, રૂ, કપાસ, કાપડની તેજી અને ચાંદી, ઘી, અલશી, એરંડા, અન્નાજની મંદી થાય, **ભાદરવામાં** રૂ, કપાસ, કાપડ, ઘી. ગોળ, સાકર, તલ, તેલ, ઘઉંમાં તેજી અને પ્રજા સુખી થાય. માળવામાં મનુષ્યોને દુઃખ પડે. **આશોમાં** રોગની પીડા, મેલેરીયા તાવનો ત્રાસ થાય, રાજાઓમાં ક્રોધ વ્યાપે. રૂ, ચાંદી, અન્નાજ સાધારણ રહે અને ઘી, તલ, તેલ, ગોલ, સાકર, તેજી થાય. **કાર્તિકમાં** પ્રજા પીડાય, ઘી, રૂ, કપાસ, ઉન, સોનું, ચાંદી તેજી થાય, પવન ફુંકે અને રોગનો ભય જણાય. **માગશરમાં** ગોળ, સાકર, ઘી, તેલ, અન્નાજમાં તેજી થાય, રૂમાં ઘટ-વધ અને ચાંદીમાં સાધારણ રહે. **પોષમાં** પ્રજા આનંદી રહે, દક્ષિણમાં પ્રજા સુખી, પુર્વમાં કલેશ થાય, ઠંડી ખુબ પડે, ઘી, ગોળ, સાકરમાં મંદી, ઘઉં, અન્નાજમાં તેજી થાય, માવઠું થાય અને પાકને નુકશાન કરે. **મહામાં** પ્લેગનો ત્રાસ વરતાય, ગોળ, સાકર, તલ, તેલ, ઘી, અલશી, અન્નાજની તેજી થાય, **ફાગણમાં** તલ, તેલ કાપડ, રૂ, કપાસ, સોપારી, લાકડા, ચોપગા પશુની તેજી થાય અને ચાંદીમાં મંદી થાય.

**વર્ષાદ** વૈશાખમાં કોઇ સ્થળે વધારે અને કોઈ સ્થલે ઓછો થાય, જેઠમાં ભારી વૃષ્ટિ થાય, અષાઢમાં અન્નાવૃષ્ટિ થાય તેમજ ખંડ વૃષ્ટિ થાય, શ્રાવણમાં ઉત્તમ વૃષ્ટિ થાય, ખેતીવાળા તથા બધા પ્રાણીઓ સુખી થાય અને દુષ્કાલ નષ્ટ કરી શુકાલ બને. એકંદરે વર્ષાદ સારો અને જોઇતો પડે, રાજા, પ્રજા સુખ શાન્તિમાં રહે.

**અન્નાજ**ની ઉત્પત્તિ સારી થવા જોગ છે. વર્ષની શરૂઆતમાં તેજી થઇ પછી મંદી રહેશે. કપાશીયામાં જેઠમાં ટકા ૧ ની મંદી થાય, ત્યાર પછી ઘટ-વધ થયા કરશે. ચોખા, એરંડા, અલશી, તથા દરેક ચીજોમાં વધ-ઘટ થયાજ કરશે.

**રૂ**માં ચૈત્રમાં ટકા ૨૦ થી ૩૦ ની તેજી, વૈશાખ-જેઠમાં મંદી, અષાઢમાં ટકા ૪૦ થી ૫૦ ની તેજી, શ્રાવણમાં ઘટ-વધ, ભાદરવામાં ટકા ૨૦ ની તેજી, આસો-કાર્તિકમાં તેજી, માગશરમાં ઘટ-વધ, પોષમાં તેજી અને મહા-ફાગણમાં ઘટા-વધી થાય. એકંદરે ટકા ૧૫૦ થી ૨૦૦ ની ઘટ-વધ થશે એમાં જરા પણ શંકા નથી.

**ચાંદી**માં ચૈત્રમાં વધ-ઘટ, વૈશાખમાં ટકા ૨ થી ૩ ની મંદી, જેઠમાં ટકા ૨ થી ૩ ની તેજી, અષાઢ-શ્રાવણમાં ટકા ૩ થી ૪ ની વધ-ઘટ, ભાદરવામાં ટકા ૧ ની તેજી, આસોમાં મંદી, કાતિક-માગશરમાં ટકા ૩ થી ૪ ની તેજી, પોષ-મહામાં ઘટા-વધી અને ફાગણમાં તેજી થાય.

**સંવત્** ૧૯૭૫ના વર્ષનો સારાંશ જણાવ્યો છે પરંતુ દરેક માસ અને દિવસનું ફળ વાંચી તેનો અમલ કરવો. સારાંશ ફકત ધ્યાનમાં લેવો પરંતુ વાયદાના વેપાર માટે રોજે રોજનું ફલ અને રૂખ ધ્યાનમાં લેવી. વેપારીઓએ આ સાલમાં ખાસ સાવચેતીથી ધંધો કરવો કારણ, નહિ ધારેલી ઉથલ-પાથલ થવા સંભવ છે; તે માટે વિશેષ જાણવા અમારા તરફથી પ્રકટ થતું "**વર્દ્ધમાન પંચાંગ**" મંગાવી હાથમાં રાખવું જે રૂ, ચાંદી, સોનું, અલશી, અફીણ, ઘઉં,

ચણા, કપાસ, કાપડ, સુતર, કપાસીયા, લોખંડ, ચોખા, ખાંડ, ગોળ એરંડા, ઘી, જાર, બાજરી, પિત્તળ, ત્રાંબુ વીગેરે વીગેરે ચીજોની રોજે રોજની તેજી-મંદી બતાવી શાન્તિ આપે છે.

આ પુસ્તક રચવામાં, છપાવવામાં અધિક કાળજી રાખી છે છતાં ભુલો રહિ જાય એ સ્વભાવિક છે તે માટે માફ ઇચ્છી હિંમત સાથે જણાવવાની રજા લઉં છું કે એકંદરે આ સંવત્ ઉત્તમ છે. છેવટ પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે દરેક જીવો સુખી થાઓ, રાજા પ્રજામાં ભ્રાતૃભાવ વધો, યુરોપનું દારૂણ યુધ્ધ બંધ થાઓ, વેપારીઓને લાભ મળો અને સર્વ સ્થળે શાન્તિ થાઓ! શાન્તિ!! શાન્તિ!!

જાનેવારી ૧૯૧૮. લી૦ સેવક,

**હીરાલાલ વર્ધ્ધમાન શાહ.**